# ચમનલાલજી મહારાજ લીલા

## વિસ્તાર્યાનો વિર્હ.

બનાવનાર

**મોતીલાલ સારથરામ**



મુંબઇ

"ગુજરાત પ્રીટીંગ પ્રેસ" માં કાળીદાસ સાંકળચંદે છા॰

સંવત ૧૯૪૨.

સને ૧૮૮૬.

કીંમત બે આના.

# ચમનલાલજી મહારાજ લીલા વિસ્તાર્યાનો વિર્હ.



દોહરો

લીલા વીસ્ત્તારચા વળી, ચમનલાલ મહારાજ;
વિર્હ તેનું વરણવ કરૂં, સુણીએ જંન સમાજ.

મારા લાડકવાયા વીર લક્ષ્મણ બોલો હે બાળા
એ રાગ

તમે સાંભળો શેવકજંન શ્રવણે સત્ય ધરીલ્યો ધરી.
આ કહુંછું આણીલ્યો મંન શ્રવણે સત્ય ધરી લ્યો ધરી
હું તો કહુંછું સાચું વચન શ્રીવણે સત્ય ધરી લ્યો ધરી

સાખી.

સંવત ઓગણીને અરે, એકતાલીને વર્ષે;
ભાદરવા શુદ અષ્ટમી, બોલ્યા મહારાજ આણી હર્ષ;
શ્રવણે સત્ય ધરી લ્યો ધરી.
ભાદરવા શુદ બારશે, વૃજ યાત્રા સાર;

કરવાસારૂં સંચરૂં, સહુ માનજ્યો એ નીરધાર.
શ્રવણે સત્ય ધરી લ્યો ધરી ૧
વૃજ યાત્રા કરી આવીયા, ચાર માસે મહારાજ;
અતી કષ્ટ આપ્યું તને, તમે સાંભળો જંન સમાજ
શ્રવણે સત્ય ધરો લ્યો ધરી ૨
એક દીવસ આવ્યા પછી, સભા ભરી ગુરૂ દેવ;
શેવક પ્રત્યે શુ વદે, તમે સાંભળજ્યો સત્ય મેવ.
શ્રવણે સત્ય ધરી લ્યો ધરી ૩
આજ પછી અલ્પ દીનમાં, લીલા વીસ્તારૂં વળીજ;
દરશન કરો દીલ ભાવતાં, તમે વૈશ્નવ સરવે મળીજ;
શ્રવણે સત્ય ધરી લ્યો ધરી ૪
સુણી તે વૈશ્નવ વળી, બોલ્યા તેણી વાર;
કએ દીન લીલા વીસ્તારો, તમે સાચું કહો સરોધાર
શ્રવણે સત્ય ધરી લ્યો ધરી ૫
ફાગણ વદી એકાદશી, બહુ રૂડો બુધવાર;
તે દીન લીલા વીસ્તારૂં, તમે સાંભળજ્યો નીરધાર
શ્રવણે સત્ય ધરી લ્યો ધરી ૬
કેહવા પરમાણે કહુ, સાંભળો વૈશ્નવ ઊમંગ;
વિસ્તારચા લીલાવળી; એ તો માનજો ઇષ્ટનું અંગ.

શ્રવણે સત્ય ધરી લ્યો ધરી ૭

## ઓધવજીના સંદેશાનો રાગ.

વૈશ્નવો મહારાજને સ્તુતી કરે છે.

પામી લીલા પરવરો છો પરલોકમાં,
ભક્ત બધાનુ કરજો તમે કલ્યાણ જો;
પરતાપી પુરૂષ છો હે ગુરૂ દેવજી,
અરજ વૈશ્નવનો એટલો છે આ પ્રમાણ જો. પામી૦
જેવી રચના કરતાં યાં કરૂણા કરી,
તેવી રચના કરજયો ત્યાં મહારાજ જો;
વાડી બગીચા બંગલા મંદીર માળીયાં,
આથી અદકો રચજયો સહુ ત્યાં સાજ જો. પામી૦
વારેવડીએ કેહેતા નથી અરર અરે,
થોડું સમજી કરજયો ઘણો વીચાર જો;
શાણા છો સહુ વાતે તમને શું કહીએ,
સહુ શેવકનો કરજયો તમે ઉધાર જો, પામી લીલા૦

### મનહર છંદ.

જેવો ચમનજીલાલ મોક્ષ પામ્યા મહારાજ,
અરરર આપ સમે ધીરજ શું ધારીએ;

વૈષ્ણવો ઉદાશી ધરી ખચીત આખરે ખરી;
તે ઉદાશી ટાળી શા થકી સંતોષ વાળીએ.
બોધનો દેનાર આય વાર સ્થંભ ભાગી પડયો,
ખચીત કહે છે ખેદ કેમ કરી ટાળીએ;
કહે મોતીલાલ કથી સુણો જન સરવથી,
લીલા પામ્યા મહારાજ ભાઈ સહુ ભાળીએ.

રાગ પરજ.

જુવો ચમનલાલજી જેવારે,
મહારાજા તો નહી મળે એવારે,
સંવત ઓગણી બેતાળીસ સાલે,
સાંભળીએ જન સાર;
ફાગણ વદી એકાદશી કહુંછું,
હતો રૂડો બુધવાર. જુવો૦
અકલમાનને અતિ વીવેકી,
વળી ગયા આય વાર;
એવા સુજાણ ગયા હું કહુંછું,
ગુણ તણા ભંડાર. જુવો૦
પરગજુ પરમારથ રા,
ધર્મ તણા અવતાર;

સાભળો મહારાજ સ્વધામે સધાવ્યા,
અરર એવા ગુણકાર. જુવો૦
ડાપણના દરીઆફ કહુંછું,
એજ મતીના અપાર;
સાર અસાર તણા તે કહુંછું,
ગયા તરક કરનાર. જુવો૦
આંધળાં પાંગળાં લુલાંરે લંગડાં,
રડે અરે દીન રાત.
કહું કલ્પાંત કરે કઇ કોડીયા,
અરર મળી સહુ સાથ. જુવો૦
સંત કહે મન ગમતા હમારાં,
કરતા એ પુરણ કામ;
કઇક ગરીબોને દયા કરીને,
દેતા બહુ વીશરામ. જુવો૦
જ્યાં દેવ્યલોક પામ્યા મહારાજા,
કઇક થયા છે ઉદાસ;
કઇ વૈશ્નવોને દરશન કરવાની,
રહી ગઇ ઉરમાં આશ. જુવો૦
શેવક સરવ મળી કરી કરયા,

બહાર દેશાવર તાર;
ત્રણ દીવસની તાર વાંચીને,
રાખો સહુ હડતાળ. જુવો૦

શેર બજારે આ શું કર્યું. એ રાગ.

લીલા વીસ્તારચા સુણો સહુ,
ચમનલાલ મહારાજરે;
દલગીરી કહી શું દાખવું,
સુણો વૈશ્નવ સમાજરે. લીલાવીસ્તારચા૦
એકાદશીને દીન ઓપતાં,
સવા અગીયારને સુમારરે;
લીલા પામ્યા મહારાજ તો,
અરર કહું એજ વાર રે લીલા૦
ત્રાહ ત્રાહ થયો તે સમે,
થાય દિલગીરી પોકાર રે;
આવું રૂડું રતન જતાં,
અરર થયો હાહાકાર રે લીલા
કેક વૈશ્નવો ગાંડા થયા,
અરર ઉરમાં ઉદાશ રે;
મેળાપીને મળતા તણી,

હૈએ રહીજ મોટી આશરે લીલા૦
અન્ય બીજા લોકો અરે,
કરે ઘણો કકળાટરે;
પરવરતા આ પરમારથી
વળયો દુનીમાં દાટરે. લીલા૦
કેક વિદ્વાન અને વેદીયા,
કહે જોસીડા શુજાણરે;
સરવે મળી કહે તે સમે,
કેમ ચાલશે ગુજરાણ રે લીલા૦
કેક ભવૈયાને ભાટ તે ,
કહું કરે બહુ યાદરે;
કેક ઢાઢીને કેક માગણો.
ઘણા ઉદાશી એ બાદ રે લીલા૦
કેક મળી કવીયો કહે.
મહારાજ સંચરચા સ્વધામરે;
નામી જતાં આ ખામી પડી
હવે કોણ દે ઇનામ રે લીલા૦
કેક ગવૈયા ઘણા રડે,
કદર કોણ કરનાર રે;

બહુ દલગીર થઈ દીલમાં;
ધરે સોચના અપારરે લીલા૦
કૈક મલો મળીને કહે,
કુસ્તી કોણ દેખનારરે;
ઇનામો આપતા અતી ઘણાં.
હવે કોણ આપનારરે લીલા૦
કૈક શેવકો મળી હળી,
કરે માંય માંય વાતરે;
હતા મહારાજા આ હસમુખા,
અરર થયો ઉતપાતરે લીલા.
બંગલામાં જ્યાં એ બીરાજતા.
શેવક સાથે અપારરે;
વૈષ્ણવને બોધ અતિ આપતા,
હવે કોણ આપનાર રે. લીલા૦
દરશન કરાવતા દીલભરી,
નહી હુંપદ લગાર રે;
સહુ સેવક સરખા ગણ્યા,
અરર ગયા આય વાર રે. લીલા૦
સરવે શ્રોતા મળી સાંભળો,

વળી કહું આય વાર રે;
વારે વારે હું શુ વદુ,
કઇ પામુ નહી પાર રે. લીલા૦



## ફાગણમાસને ઉકીત.

વેષ્ણવો પુછે છે—ઢાળ.

મહારાજને રે અરી, ફાગણ તું ક્યાં આવ્યો
અરે પરહરી.
બારજ માસ તણીજ મુસાફરી,
ચાલ્યા બે સાથ કરી. ફાગણ૦
સાચે રે સાચું કહે તું અરે ઓ,
કઇક તું દીલમાં ડરી. ફાગણ૦
ક્યાં છોડ્યા મહારાજા અરેરે,
કર તું વાત ખરી. ફાગણ૦
કહે મોતીલાલ છોડ્યા મહારાજા,
સ્વધામે ગયા ધ્યાને ધરી. ફાગણ૦



## સાગર ઉકીત

વૈષ્ણવો પુછે છે—કાફી.

સાગર શાથી ધરી દીલ દલગીરી શાથી ધરી;
રત્ન હતાં રતનાગર તારાં ચોદ કહુ ઉચરી. દીલ૦
ગુમ થયું કોઇ રત્ન તમારૂં શું એથી ઉદાશી ભરી. દી૦
સાંભલ તું સાગર ગયું રત્ન એ પાછું મળે ન ફરી. દી૦
કહે મોતીલાલ તજો અફશોશી એ સ્વધામે ગયું સ
ચરી. દીલ દલગીરી૦

---

## દીવાળીમાં વૈશ્નવોની દલગીરી.

આ પેટ માટે જનને પરદેશ રહેવું. એ રાગ.

આવી દીવાળી જે સમે અરર અરે યાં,
બાળી દીવા ભય તણા ભડકા દીશે ત્યાં;
લાઇટો દેખી શેવકો ગભરાયતાય જ્યાં,
આય સમે મહારાજ આ બીરાજતા હશે કયાં

રાગ ઉપર પ્રમાણે.

ભાવે નહી ખાવું પીવું બહુ દીલ બળતા,

વૈશ્નવો મળીને વળી અફશોસ કરતા;
બની બાવળા કહુ બહુ અરરર ફરતા,
અરેરે આય દીવાળીમાં ખુબ સોચ ધરતા.

---

હોળીમાં વઇશ્નવોની અફશોશી.

રાગ ઉપર પ્રમાણે.

વીકાળ હોળી એ પછી આવી અરે રે,
ભડકા જોઇ ઉર ભભકતા જવાળ ઉઠે ખરે રે;
જો મહારાજા હોત હોળી ખેલોત હરખે,
દેખો શીદ સ્વધામમાં ગયા આય વરષે.

રાગ ઉપર પ્રમાણે.

ખેલી હોળી બહુ અરે ખુબ ખુશ કરતા,
બહુ હસમુખા શબ્દ આ પોતે ઊચરતા;
આ વૈશ્નવો સહુમળી કહેછે કકળતા,
આય સમયમાં કહે અરે નથી એ વીસરતા.

---

વૈશ્નવોને સુચના

રાગ ઉપર પ્રમાણે.

સાંભળજ્યો વૈશ્નવ સહુ કહુછું કથા રે,

આ મહરાજા અહીં થકી ગયા કઈ નથી રે;
એતો અહીં બીરાજછે ધ્યાને ધરીલ્યો,
મનમાં ધારી મલપતા દર્શન કરી લ્યો;
આ મહારાજે અહીં અરે લીલા બતાવી,
એતો અહીં આરોગ્ય છે મન લ્યો ઠસાવી;
દેખો દલગીરી તજી ઉરે હર્ષ આંણો,
એતો અહીં આરોગ્ય છે મનમાં પ્રમાણો;
જો મન સાચુ હોયતો સાક્ષાત દેખો,
એતો અહીં આરોગ્ય છે લહુ સત્ય લેખો;
વૈશ્નવો આ કહું વળી અળગા નથી એ,
એતો અહીં આરોગ્ય છે કહું સર્વથી તેહ;
લાલ જુવો ઘનશ્યામજી મહારાજના જે,
તેતો તેજ સ્વરૂપ છે માનો તમે તે;
તે માટે અફસોસ શું. કરવો નકામો,
આણી દીલ દયા તમે કરો ધર્મ કામો;
વીરહ તણું વર્ણવ કરયું અરે આ તમામે,
સાંભળજ્યો વૈશ્નવ સહુ મોતીજરામે.

